# નારદ અને સનત્કુમાર સંવાદ

(ઉપનિષદમાં ભૂમાતત્ત્વ)

લેખક :
રમણુકલાલ અ. મહેતા

સંવત ૧૯૯૭ સન ૧૯૪૦

કિં. બે આના

૨૩૦૦૦

## ઉપનિષદ્ આખ્યાયિકા માળા:–




**મુદ્રણાલય, મુદ્રક, પ્રકાશક અને મળવાનું ઠેકાણું:**

આ પુસ્તક નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ. એ "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇમાં છાપ્યું અને ત્યાંથી જ પ્રકટ કર્યું છે.

# ઉપનિષદમાં ભૂમાતત્ત્વ*

## નારદ–સનત્કુમાર સંવાદ

પ્રખ્યાત જર્મન તત્ત્વવેત્તા–શોપનહોર આપણાં મહર્ષિ આર્યોનાં ઉપનિષદો પરત્વે ઉદ્ગાર કાઢે છે કે:

"આખા જગતમાં ઉપનિષદોનાં મનન જેવો લાભકારક અને આત્મોન્નતિએ લઇ જનાર કોઇ અભ્યાસ નથી. મારા જીવનને એણે સુખી કર્યું છે. મારા અવસાનને, અંતકાળને પણ એ જ શાંતિ આપશે."

જે પ્રધાન દશ ઉપનિષદો છે એમાં છાંદોગ્ય અતિ મહત્વનું ઉપનિષદ્ છે. ઘણા અગત્યના વિષયની એમાં ચર્ચા કરવામાં આવી છે, જે પ્રત્યેક મનન કરવા જેવી છે. આ ઉપનિષદના સાતમા પ્રપાઠકમાં ભૂમાતત્ત્વ પ્રાંજલપણે આખ્યાયિકા રૂપે નિરૂપણ કરવામાં આવ્યું છે.

### (૧) નામની-વાઙ્મય માત્રની બ્રહ્મરૂપે ઉપાસના

દેવર્ષિ નારદ સર્વ વિદ્યામાં પારંગત હતા. શિષ્યભાવે એક વખત તેઓ મહર્ષિ સનત્કુમાર પાસે ગયા અને તેમની પાસે તેમણે પ્રાર્થના કરી કે: 'નિઃશ્રેયસ્ પ્રાપ્તિને માટે ઉપાય હોય તે જણાવો. अधीहि भगवः।'

મહર્ષિ સનત્કુમારે નારદ મુનિને કહ્યું કે: "આપ સર્વજ્ઞ કહેવાવ છો. આપને જે જે વિદ્યા આવડતી હોય તે મને જણાવો. यद् वेत्थ तेन मा उपसीद."

* વૈપુલ્ય, અખુટ બહુપણું, નિર્લેપ સુખ, પરબ્રહ્મ, પરમાત્મા, ભગવાન્.

શ્રી નારદે કહ્યું કે: "હે ભગવન્, મને ચાર વેદ, ઇતિહાસ, પુરાણ, પંચમ (મહાભારત), વ્યાકરણ, ગણિત, શ્રાદ્ધકલ્પ, દૈવશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, જ્ઞાનશાસ્ત્ર, તર્ક, નીતિ, શિક્ષા કલ્પાદિ વેદાંગ, બ્રહ્મવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્ર વિદ્યા, નૃત્ય, ગીત વાદ્ય ઇત્યાદિ આવડે છે. एतद् भगवः! अध्येमि. આટલું છતાં હું આત્મવિત્ થઇ શક્યો નથી, તેથી મને શોક થાય છે. सोहं भगवः! शोचामि માટે 'तरति शोकमात्मवित'–જે આત્માને જાણે છે તે શોકસાગરને તરી જાય છે, એ પરા વિદ્યા મને દર્શાવો."

શિષ્યના અભિમાનનું નિરસન કરવા માટે અને નારદ મુનિને જે વિષયો–સ્થૂલવિષયો આવડતા હતા તેમાં સૂક્ષ્મતત્ત્વ જે સમાયલું છે, તે સમજવા માટે કહ્યું કે, "મુનિ! તમે જે જાણો છો તે નામ માત્ર છે. यत् वै किंच एतद् अध्यगीष्ठा, नाम एव एतत."

પ્રકારાંતરે શ્રી સનત્કુમારે શ્રુતિવાક્યાર્થ જ–"वाचारंभणं विकारो नामधेयम्." જણાવી ઉપદેશ કર્યો કે: "હે નારદ, તમે જે શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે તે નામ રૂપ છે, માટે નામની બ્રહ્મરૂપે ઉપાસના કરો. नामोपास्व. नाम ब्रह्मेति. જે પુરુષ સર્વ શબ્દ રૂપ નામોને બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને સ્વતંત્રતા રૂપ ફળની પ્રાપ્તિ થાય છે. सः कामचारो भवति."

શિષ્યને આથી તૃપ્તિ થઇ નહીં. 'अस्ति भगवो नाम्नो भूयः નામથી પણ શ્રેષ્ઠ કંઇ છે?"

ઉત્તર મળ્યો–"હા, છે. શા માટે નહીં?"

નારદે પ્રાર્થના કરી: "ભગવન્, ત્યારે તે મને જણાવો. तन्मे भगवान् ब्रवीतु."

## (૨) નામ કરતાં વાણીની અધિકતા

સનત્કુમારે કહ્યું–"નામમાત્ર વાગિન્દ્રિયને આધીન છે. વાગિન્દ્રિય જ શબ્દરૂપ નામનો તથા સર્વ વ્યવહારનું કારણ છે. જો વાક્ ન હોય તો, ધર્મ અને અધર્મ, સત્ય અને અસત્ય કંઇ જણાય નહીં માટે વાક્યની બ્રહ્મરૂપે ઉપાસના કરો. वाचमुपास्व. वाचं ब्रह्मेति."

## (૩) વાક્ કરતાં મનની અધિકતા

આથી પણ શિષ્યની તૃપ્તિ થઇ નહીં, કારણ કે જે ઉચ્ચતમ તત્ત્વ કહેવાય છે તે જાણવાની તેમની ઇચ્છા હતી.

આથી ગુરૂએ કહ્યું:–"મન, વાક્ કરતાં શ્રેષ્ઠ છે. વાક્ અને નામને મન હસ્તામલકવત્ ધારણ કરે છે–(હથેલીમાં આમળાની માફક). આ શરીર, વાગાદિ ઇન્દ્રિયો, અનેક પ્રકારનાં લૌકિક સુખો મનને લીધે હોય છે. મનને લઇને આત્માનું કર્તૃત્વ ભોક્તૃત્વ છે, માટે બ્રહ્મબુદ્ધિથી મનની ઉપાસના કરો. मन उपास्व. मनो ब्रह्मेति. આમ કરવાથી મનનો જ્યાં સુધી અધિકાર છે ત્યાં સુધીની ક્ષમતા પ્રાપ્ત થશે."

તોય પણ નારદ મુનિનો પ્રશ્ન બાકી રહ્યો: "એથી આગળ કંઇ છે?"

## (૪) મન કરતાં સંકલ્પ(ઇચ્છાશક્તિ)ની અધિકતા

"સંકલ્પ મન કરતાં શ્રેષ્ઠ છે. સંકલ્પથી વાક્ય, વાક્યથી નામ શબ્દના વ્યાપાર વિષે વેદાદિ શબ્દ સમૂહનો અંતર્ભાવ છે. મન સંકલ્પાત્મક છે. સંકલ્પ જ સર્વ કર્મનું કારણ છે. સ્વર્ગ, પૃથિવી, વાયુ, આકાશ, જળ અને તેજ સંકલ્પથી થયાં છે. સંકલ્પથી વૃષ્ટિ થાય છે. વૃષ્ટિથી અન્ન, અન્નના સંકલ્પથી પ્રાણ, પ્રાણના સંકલ્પથી મંત્ર, મંત્રના સંકલ્પથી કર્મ, કર્મના સંકલ્પથી ધર્મ રૂપ અપૂર્વ, ધર્મ રૂપ અપૂર્વના સંકલ્પથી લોક. આ રીતે સંકલ્પ સર્વ સંગતનું કારણ હોવાથી બ્રહ્મબુદ્ધિવડે સંકલ્પની જ ઉપાસના કરો. संकल्पमुपास्व. संकल्पं ब्रह्मेति."

'આનાથી કંઈ શ્રેષ્ઠ છે?'–'હા.'

## (૫) સંકલ્પ કરતાં ચિત્ત(પ્રેરક તત્ત્વ)ની અધિકતા

"ચિત્ત. ચિત્ત વિના સંકલ્પ થતો નથી. અનુસંધાનરૂપ ચિત્તવાળાને સર્વ લોક સાક્ષીપણામાં ગ્રહણ કરે છે. ભલેને માણસ અલ્પજ્ઞ હોય પણ ચિત્તવાન્ હોય તો લોકો તેના પ્રત્યે શ્રદ્ધાની નજરથી જુવે છે અને તેનું કહેવું સાંભળે છે; માટે, બ્રહ્મબુદ્ધિથી ચિત્તની ઉપાસના કરો. તો ધ્રુવલોકની પ્રાપ્તિ થશે. चित्तमुपास्व. चित्त ब्रह्मेति."

શિષ્યની જિજ્ઞાસા ત્યાં અટકી નહીં, ગુરુનું વાક્યામૃતવર્ષણ થવા લાગ્યું.

### (૬) ચિત્ત કરતાં ધ્યાન(એકાગ્રતા)ની અધિકતા

"ધ્યાન ચિત્ત કરતાં મહાન્ છે. હે નારદ, પૃથિવી, દ્યુલોક, જળ, પર્વત, દેવતા, આ સર્વ નિશ્ચલતારૂપે કરી રહેલા ધ્યાન કરતાં પુરુષની માફક પ્રતીત થાય છે. માટે ધ્યાન શ્રેષ્ઠ છે. ધ્યાનની ઉપાસના કરો. ध्यानमुपास्व. ध्यानं ब्रह्मेति."

અહીં પણ નારદજીની જિજ્ઞાસા થંભી નહીં.

### (૭) ધ્યાન કરતાં વિજ્ઞાનની અધિકતા

ગુરુએ કહ્યું–"ધ્યાન કરતા શાસ્ત્રજ્ઞાનમૂલક જે વિજ્ઞાન તે તેના કરતાં શ્રેષ્ઠ છે. ઋગ્વેદાદિથી માંડી અહૃદયજ્ઞ સર્વ ઇંદ્રિયોના વિષયને મનુષ્ય વિજ્ઞાનના બળથી જાણે છે માટે વિજ્ઞાનની બ્રહ્મરૂપે ઉપાસના કરો. विज्ञानमुपास्व. विज्ञानं ब्रह्मेति."

શિષ્યની તૃપ્તિ થઈ નહીં.

### (૮) વિજ્ઞાન કરતાં બળની અધિકતા

ગુરુએ કહ્યું–"બળ વિજ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે. બળને લઇને ગુરુની સેવા શુશ્રૂષા કરી શકાય છે. ગુરુસેવાથી દ્દષ્ટા, શ્રોતા, મંતા, બોદ્ધા, કર્ત્તા અને વિજ્ઞાતા અનુક્રમ થઇ શકાય છે. ભૂલોક અને દ્યુલોક બળને લઇને જ અધિષ્ઠિત છે માટે બળની ઉપાસના કરો. बलमुपास्व. बलं ब्रह्मेति."

શ્રીનારદને તો હજી આગળ જવાની ઇચ્છા હતી.

### (૯) બળ કરતાં અન્નની અધિકતા

ગુરુએ પુનઃ કહ્યું:–બળ કરતાં અન્ન શ્રેષ્ઠ છે. અન્ન વડે જ બળની પ્રાપ્તિ થઇ શકે છે. જો બળવાન પુરુષ દશ દિવસના ઉપવાસ કરે તો તેની જોવાની શક્તિ, સાંભળવાની શકિત, મનન કરવાની શકિત ક્ષીણ થાય છે. અતએવ અન્નની ઉપાસના કરો. अन्नमुपास्व. अन्नं ब्रह्मेति."

શ્રીનારદ મુનિએ કહ્યું–"એના કરતાં પણ કંઇ શ્રેષ્ઠ હોય તો તે જણાવવાની કૃપા કરો."

## (૧૦) અન્ન કરતાં જળની અધિકતા

શ્રી સનત્કુમારે કહ્યું–"છે. વૃષ્ટિરૂપ જળ ઉત્પન્ન થાય તો જ અન્ન ઉત્પન્ન થઇ શકે છે. વૃષ્ટિ થાય તો સર્વ પ્રાણી સુખી થાય છે. નહિ તો ક્લેશ પામે છે. સ્વર્ગ, ભૂમિ, પાતાળ, આ ત્રણે લોકમાં રહેલ સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓ અન્નભાવને પામેલા સર્વ જળરૂપ છે. માટે જળ અન્નથી શ્રેષ્ઠ છે તેથી તેની ઉપાસના કરો. अप उपास्व. अपो ब्रह्मेति."

પુનઃ પ્રશ્ન થયો અને પુનઃ તેનો જવાબ મળ્યો—

## (૧૧) જળ કરતાં ભૌતિક તેજની અધિકતા

"જળ કરતાં તેજ શ્રેષ્ઠ છે, તેજ વાયુને ઉત્પન્ન કરે તો જ જળવૃષ્ટિ થાય છે. તેજયુક્ત પુરૂષ તમદોષથી રહિત થાય છે માટે તેજની બ્રહ્મરૂપે ઉપાસના કરો. तेज उपास्व. तेजो ब्रह्मेति."

## (૧૨) તેજ કરતાં આકાશની અધિકતા

"તેજ કરતાં પણ આકાશ શ્રેષ્ઠ છે. તેજ, વાયુ, સર્વ જગત્ આકાશ વિષે રહેલ છે. દેહધારી મનુષ્યો આકાશનો આશ્રય કરી વાગાદિ ઇંદ્રિયોનો વ્યાપાર કરે છે. આકાશ ન હોય તો ઉત્પત્તિ અને વૃદ્ધિનો પણ સંભવ નથી માટે આ સૂક્ષ્મ આકાશ શક્તિની ઉપાસના કરો. आकाशमुपास्व. आकाशं ब्रह्मेति."

નારદ મુનિની જિજ્ઞાસા અહીં ન અટકી. તેમણે કહ્યું–"ભગવન્! એનાથી પણ જે મહાન્ હોય તે જણાવવા કૃપા કરો."

## (૧૩) આકાશ કરતાં સ્મરણ(યાદદાસ્ત-સ્મૃતિ)ની અધિકતા

સનત્કુમારે કહ્યું–"આકાશશક્તિ અપૂર્વ અને અપ્રમેય છે, કિન્તુ સ્મરણશક્તિ આકાશની સ્પન્દન શક્તિ કરતાં ઉચ્ચતર છે. જો સ્મરણ

ન હોય તો શ્રવણ, મનન અને નિદિધ્યાસન પણ નથી. સ્મરણશક્તિ ન હોય તો કોઇ પણ જાતનું કાર્ય થાય નહીં. જ્ઞાન પણ થાય નહીં. માટે બ્રહ્મબુદ્ધિથી સ્મરણની ઉપાસના કરો. स्मरमुपास्व. स्मरं ब्रह्मेति.”

### (૧૪) સ્મરણ કરતાં આશા (ઇચ્છા) ની અધિકતા

“આશા સ્મરણ કરતાં મહાન્ છે. આશાવડે જ માણસ સ્મરણમાં પ્રવૃત્ત થાય છે. આશાને લઇને માણસ કર્મ કરે છે. માટે આશા સ્મરણ કરતાં અધિક છે. માટે તમે આશાને શરણાપન્ન થાવ. आशामुपास्व. आशां ब्रह्मेति.”

નારદ મુનિની પ્રશ્નપરંપરા આટલેથી અટકી નહીં.

### (૧૫) આશા કરતાં પ્રાણની અધિકતા

શ્રી સનત્કુમારે કહ્યું:—

“પ્રાણ આશાથી પણ શ્રેષ્ઠ છે. રથના ચક્રના આરાઓ જેમ ચક્રની નાભિને આશ્રયે રહેલા છે તે પ્રમાણે સ્મૃતિ, કામના આદિ પ્રાણને આશ્રયે રહેલાં છે. પ્રાણ એ જ સર્વ શક્તિનો મૂળ આધાર છે. પ્રાણ સર્વના કારકરૂપ છે. આ પુરૂષ સુપાત્ર બ્રાહ્મણને ગાય દાન કરે છે. દાનરૂપ ક્રિયાનો કર્તા પુરૂષ છે. સંપ્રદાનરૂપ બ્રાહ્મણ છે. કર્મરૂપ ગાય છે. આ સર્વ પ્રાણરૂપ છે. માતા એ જ પ્રાણ, ભ્રાતા એ જ પ્રાણ, ભગિની પણ પ્રાણ, સ્ત્રી, બ્રાહ્મણ, આચાર્ય એ સર્વ પ્રાણ જ છે. પ્રાણથી ભિન્ન આ લોકમાં કોઇ નથી, છતાં પ્રાણજ્ઞાનથી અતિવાદી—અતિક્રમણ કરી બોલવાવાળા (अतिवादी) થવાતું નથી. માનવ મનની દોડ અનંત તરફ છે. અસીમ તરફ તેની પ્રસ્રુતિ છે.

ટીકા:—આ સ્થળે તેમજ અન્ય સ્થળે પ્રાણ શબ્દ ભિન્ન ભિન્ન અર્થમાં વપરાયલો છે. પૂર્વાપરના સંબંધના યોગે પ્રાણનો અર્થ જીવ (Life) આત્મા (Soul) તથા મહાશ્વાસ (Vital Air) વગેરે થાય છે.

પ્રાણશક્તિ વિકારાત્મક છે, પરિણામશીલ છે. બ્રહ્મ વિકારાતીત છે, અપરિણામી છે. જે પરમ સત્યને જાણતો નથી, જે ભૂમાને જાણતો નથી તે અતિવાદી થઇ શકતો નથી.

ટીકાઃ-અતિવાદી-નામ આદિ આગળ જે જે સર્વ વસ્તુ કહેવામાં આવી, તેનું જેણે અતિક્રમણ કર્યું છે તથા જે એમ કહે છે કે, પ્રાણ સર્વ વસ્તુના કારણ રૂપ તથા સર્વ વસ્તુ રૂપ છે, તેને અતિવાદી કહેવામાં આવે છે.

× × × ×

## જાણવા યોગ્ય તત્ત્વો

પ્રાણશક્તિ સમજી, સર્વત્ર પ્રાણની સ્પંદન લીલા અનુભવતા નારદ પરમાનંદ રસમાં મુગ્ધ બન્યા હતા. તેમને લાગ્યું હતું કે, અહીં જ પ્રશ્નનો અંત છે, પરંતુ યોગીશ્વર સનત્કુમાર નારદ મુનિને પૂર્ણ તત્ત્વ સમજાવવા ઉત્સુક હતા, કલ્યાણભાજન શિષ્યને ભૂમાનું તત્ત્વ જણાવવા ઇચ્છતા હતા, તેથી તેમણે શિષ્યને કહ્યું કે-"હે ધીમન્, પ્રાણવિત્ ખરેખરો અતિવાદી થઇ શકતો નથી. અતિવાદિત્વ સાપેક્ષ છે. જે ભૂમાને યથાર્થ રૂપે જાણે તે જ અતિવાદી છે. एषः अतिवदति, यः सत्येन अतिवदति."

### (૧) સત્ય જાણવા યોગ્ય

નારદ ચોંકીને બોલ્યાઃ 'ભગવન્! હું સત્ય (બ્રહ્મ) સ્વરૂપને સમજી અતિવાદી થવા ઇચ્છું છું. सोहं भगवः। सत्येन अतिवदानि.'

સનત્કુમાર-જો ત્યેમ હોય તો "सत्यं त्वेव विजिज्ञासितव्यम् સત્ય સ્વરૂપની વિશેષ રૂપે જિજ્ઞાસા કરવી પડશે."

નારદે કહ્યુંઃ "सत्यं भगवो विजिज्ञासे-હે ભગવન્! હું સત્યને જાણવા ઇચ્છું છું."

બાદમાં ગુરૂશિષ્યના સંવાદમાં સુધાધારા ઝરવા લાગી.

### (૨) વિજ્ઞાન-પરમાત્માનું જ્ઞાન-જાણવા યોગ્ય

સનત્કુમારે કહ્યુંઃ "પુરૂષ જ્યારે વિશેષ રૂપે પારમાર્થિક સત્યને જાણે છે ત્યારે વિકાર પદાર્થનો ત્યાગ કરી તેમાં અનુસ્યૂત જે સત્પદાર્થ-સત્યસ્વરૂપ બ્રહ્મ-તેનો આશ્રય ગ્રહણ કરે છે. તે પુરૂષ સત્ય સ્વરૂપનું સ્પષ્ટ રીતે કથન કરે છે. સત્ય વસ્તુના કથનમાં સત્યરૂપ વિજ્ઞાન જ કારણ છે."

નારદ મુનિએ નમ્રભાવે કહ્યું-હું તે વિજ્ઞાનને જાણવા ઇચ્છું છું.

### (૩) મનન શક્તિ—મનન ધર્મ—જાણવા યોગ્ય

શ્રી સનત્કુમારે કહ્યું—"આનંદ સ્વરૂપ સત્ય વસ્તુ 'ઉપેય' એટલે ઉપાયવડે પ્રાપ્ત કરી શકાય છે. વિજ્ઞાનાદિ છ પદાર્થો ઉપાયરૂપ છે. જ્યારે જ્ઞાતવ્ય વસ્તુને જાણવા માટે તર્ક અને વિચારવડે મનન કરે ત્યારે જ તે જ્ઞેયને જાણવા સમર્થ થાય છે. નહિ તો નહીં."

નારદે વિનમ્રભાવે કહ્યું—"એ મનન મને આપ સમજાવો."

### (૪ અને ૫) શ્રદ્ધા અને નિષ્ઠા જાણવા યોગ્ય

"ગુરૂ અને શાસ્ત્રના ઉપદેશમાં જેને શ્રદ્ધા છે, તે જ મનન કરવા શક્તિમાન્ થાય છે. શ્રદ્ધા રહિત માણસની મનનમાં પ્રવૃત્તિ થતી નથી. નિષ્ઠાવાન માણસમાં શ્રદ્ધા (આસ્તિકય બુદ્ધિ) ઉત્પન્ન થાય છે. વેદાંતશાસ્ત્ર જીવ અને બ્રહ્મના ભેદને કહે છે કે અભેદને? આવી અસંભાવનાનો સમૂળ નાશ કરવાવાળી યુકિતઓના ચિંતનને નિષ્ઠા કહે છે." नितरां तिष्ठति. निष्ठा–गुरुशुश्रूषादितत्परत्वम्.

અનુગત શિષ્યે કહ્યું, "ભગવન્! હું નિષ્ઠા (नितरां स्थिति इति निष्ठा)ને જાણવા ઇચ્છું છું."

### (૬) કૃતિ–ઇંદ્રિય સંયમ–એ જાણવા યોગ્ય

સનત્કુમારે કહ્યું—"ઇંદ્રિયસંયમ વગર નિષ્ઠા (ગુરૂની પરિચર્યા વિશે અતિશય તત્પરપણું) મેળવી શકાતી નથી. અસંયમી નિષ્ઠાવાન થઇ શકતો નથી. સંયમ અને એકાગ્રતાને–યજ્ઞાદિ બહિરંગ અને શમદમાદિ અંતરંગ સાધનના અનુષ્ઠાનને–કૃતિ કહે છે. માટે કૃતિની જિજ્ઞાસા કર." નારદજીએ કહ્યું—"कृतिं भगवो विजिज्ञासे–હે ભગવન્! હું કૃતિને જાણવા ચાહું છુ."

જેમ ધીરે ધીરે ધુમસ ઉડી જતાં રવિપ્રભા પ્રકટેઃ અંધાર પડદો દૂર થતાં નયનરંજક દૃશ્ય દૃષ્ટિએ પડે; આધ્યાત્મિક જગતના મણિમય પ્રાસાદનાં સોપાન એક એક પછી ચઢતાં જે આનંદ થાય તેવો આનંદ આ ઉપનિષદ્‌ના (છઠ્ઠા અને) સાતમા પ્રપાઠકને સમજતાં અનુભવે છે.

## (૭) સુખ (Eternal Bliss) એ જ જાણવા યોગ્ય

સનત્કુમારે કહ્યું–"કૃતિનું મૂળ સુખ છે. સુખની ઇચ્છાવાળો માણસ સાધનોનું અનુષ્ઠાન કરે છે. નિર્મળ સુખને માટે જ મનુષ્ય સંયમશીલ બને છે. માટે સુખ (પરમાનંદ) જ કૃતિનું કારણ છે. માટે હે નારદ! તું સુખ શું છે તે જાણવા પ્રયત્ન કર."

નારદે કહ્યું:–"પ્રભો, તે સુખને હું જાણવા ઇચ્છું છું."

## (૮) ભૂમા જાણવા યોગ્ય

આ સાંભળી જલદગંભીર સ્વરે બ્રહ્મનિષ્ઠ સનત્કુમારે રહસ્ય જણાવ્યું–"यो वै भूमा तत् सुखं, नाल्पे सुखमस्ति, भूमैव सुखं, भूमा त्वेव विजिज्ञासितव्य इति–જે ભૂમા* તે જ સુખ; અલ્પમાં સુખ નથી, ભૂમા જ સુખ છે, આ ભૂમાની જિજ્ઞાસા કરવી. ભૂમા જ મહાન્ છે, નિરતિશય છે. સર્વ પરિચ્છેદ રહિત પરમાનંદ સ્વરૂપ છે."

નારદે નમ્રપણે કહ્યું–"હું ભૂમાને જાણવા ઇચ્છું છુ. भूमानं भगवो विजिज्ञासे."

## ભૂમાનું લક્ષણ

શિષ્યની મંગલ કામના પૂર્ણ કરનાર કૃપાળુ ગુરૂએ કહ્યું–

यत्र नान्यत्पश्यति, नान्यच्छृणोति ,नान्यद्विजानाति, स भूमाऽथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति, तदल्पं, यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं, स भगवः! कस्मिन् प्रतिष्ठित इति, स्वे महिम्नीति, यदि वा न महिम्नीति ॥

અર્થ:–જ્યાં અન્યનું દર્શન નથી, અન્યનું શ્રવણ નથી, અન્યનું જ્ઞાન નથી, તે ભૂમા; જ્યાં અન્યનું દર્શન છે, અન્યનું શ્રવણ છે, અન્યનું જ્ઞાન છે, તે અલ્પ, ભૂમા તે જ અમૃત, અલ્પ તે જ મર્ત્ય છે.

"હે ભગવન્! આ ભૂમાની પ્રતિષ્ઠા શામાં છે?"

---

* ભૂમા બહુપણું. બાહુલ્ય. બહુત્વ. વૈપુલ્ય. પુષ્કળપણું. પરબ્રહ્મ. પરમાત્મા. નિરતિશય, દિશાના પરિચ્છેદથી રહિત અર્થાત્ અનંત. મહિમા.

નારદના આ પ્રશ્નના જવાબમાં શ્રી સનત્કુમારે કહ્યું કે; "સ્વમહિમામાં અથવા જો પરમાર્થ રીતે પૂછે તો તેમાં પણ નહીં. આ ભૂમા નીચે છે, ઉપર છે, આગળ છે, પાછળ છે, તે જ ઉત્તરે છે, તે જ દક્ષિણે છે, તે જ આ સમસ્ત જગત્ છે. ભૂમા સર્વમય છે. ભૂમા સિવાય અન્ય કંઇ નથી. એટલે ભૂમાની કંઇ પ્રતિષ્ઠા નથી. સર્વ કોઇની પ્રતિષ્ઠા ભૂમા છે.

## ફલશ્રુતિ

આત્માનું આ પ્રમાણે જે સર્વમય દર્શન કરે છે, મનન કરે છે, અનુભૂત કરે છે, તે માણુસ આત્મરતિ, આત્મક્રીડ, આત્મમિથુન થાય છે. અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરનાર વિરાટ્ ભગવાન્ માફક સ્વરાટ્ સંજ્ઞાને પામે છે. જે આવા જ્ઞાનથી વંચિત રહે છે–ભૂમાને પોતાના આત્મારૂપે નથી જાણુતો તે નાશવાન લોકને પામે છે:

જેઓ અદ્વૈતવાદમાં દ્રઢ રત છે તેમને મન–તેમના જ્ઞાનને લઇને સર્વ પદાર્થ આત્મામાંથી ઉત્પન્ન થાય છે (आत्मतः एव इदं सर्वम्) અને આત્મામાં વિલીન થાય છે. તેમના આત્મામાંથી પ્રાણુ, આશા, સ્મૃતિ, આકાશ, તેજ, જળ, આવિર્ભાવ તિરોભાવ, અન્ન, જળ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાક્ય, નામ, મંત્રસમૂહ, એટલું જ નહીં પણુ આ સમસ્ત જગત્ તેમાંથી ઉત્પન્ન થાય છે. સર્વ દ્વૈત પ્રપંચને અધિષ્ઠાનરૂપ આત્મામાં કલ્પિતરૂપે જોનારો વિદ્વાન્ મરણાદિ વિકારોને જોતો નથી. ભૂમાનું જ્ઞાન થયા પછી સર્વ જગત્ ભૂમામાં અન્ય ભાવને પામે છે."

આત્મદર્શી પુરૂષની અવસ્થા વિષે બ્રહ્મર્ષિ સનત્કુમાર કથે છે કેઃ–

न पश्यो मृत्युं पश्यति, न रोगं, नोत दुःखताॅं, सर्वं ॅं ह पश्यः पश्यति, सर्वमाप्नोति सर्वश इति, स एकधा भवति, त्रिधा भवति, पञ्चधा सप्तधा नवधा चैव, पुनश्चैकादश स्मृतः, शतञ्च दशचैकश्च, सहस्राणि च विंॅं शति॥

અર્થાત્ કે તત્ત્વદર્શી પુરૂષ મૃત્યુને જોતો નથી; રોગાનુભવ કરતો નથી, દુઃખબોધ કરતો નથી. આત્મદર્શી પુરૂષ સર્વ આત્મસ્વરૂપ જુવે

છે. સર્વ પ્રકારે સર્વ વિષયને પ્રાપ્ત થાય છે. તે વિદ્વાન્ પુરૂષ વિભિન્ન સૃષ્ટિ પૂર્વે એક સૃષ્ટિકાલે અનંત પ્રકારના ભેદને (માયાને લઇ) ગ્રહણ કરે છે, અને પાછો સંહારકાલે એકરૂપ થઇ જાય છે.*

નારદ મંત્રમુગ્ધ ચિત્તે આ અમૃત કથાને સાંભળી રહ્યા હતા. આત્મજ્ઞાનની પુનિત મંદાકિનીમાં મજ્જન કરી તેમનું ચિત્ત નિર્મળ અને પ્રસન્ન થયું હતું. ગુરૂ આટલેથી જ અટક્યા નહીં. સત્યને પ્રાપ્ત કરવાનો માર્ગ પણ દાખવ્યોઃ—

* આવાં આલ્હાદજનક બોધ માત્ર છાંદોગ્યમાં જ છે એમ નથી, અન્ય ઉપનિષદોમાં પણ દર્શાવવામાં આવ્યો છે. નિર્મળ ચિત્ત તેને ઉપનિષદોમાંથી મેળવી સાક્ષાત્કાર કરવો જોઇએ. બૃહદારણ્યક ઉપનિષદમાં ઋષિ યાજ્ઞવલ્કય અમૃત જિજ્ઞાસુ પત્ની મૈત્રેયીને કહે છે કેઃ—

यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति, तदितर इतरं जिघ्रति, तदितर इतरं शृणोति, तदितर इतरमभिवदति, तदितर इतरं मनुते, तदितर इतरं विजानाति, यत्र वा अस्य सर्वमात्मात्मैवाऽभूत्तत्केन कं जिघ्रेत्तत्केन कं पश्येत्तत्केन कं शृणुयात्केन कमभिवदेत्तत्केन कं मन्वीत, तत्केन कं विजानीयाद्येनेदं सर्वं विजानाति, तं केन विजानीयाद् विज्ञातारमरे केन विजानीयात् ? ॥

અર્થ: જ્યાં દ્વૈત જેવું હોય ત્યાં અન્ય અન્યને જુવે, અન્ય અન્યને સુંઘે, અન્ય અન્યને સાંભળે, અન્ય અન્યને વદે અન્ય અન્યને માને, અન્ય અન્યને જાણે; પણ જ્યાં એને આ સર્વ આત્મા જ થયું, ત્યાં શાથી શાને સુંઘે, શાથી શાને જુવે, શાથી શાને સાંભળે, શાથી શાને વદે, શાથી શાને માને, શાથી શાને જાણે ? જેનાથી આ સર્વ જાણે છે તેને શાથી જાણે ? અરે જાણનારને શાથી જાણી શકાય ?

નિરવધિ આનંદ, અમૃતત્વ, ભૂમા તે આજ કે જેને માટે મનુષ્ય ચીર તૃષિત રહે છે. એજ પ્રાપ્તવ્ય.

## ચિત્તશુદ્ધિનો ઉપાય

आहारशुद्धौ सत्त्वशुद्धिः, सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः, स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः ।

જેનું ચિત્ત નિર્મળ ન હોય તેનામાં બ્રહ્મનું પ્રતિબિમ્બ પડતું નથી. આત્મજ્ઞાનનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખનારે પ્રથમ ચિત્તની શુદ્ધિ કરવી. આનો ઉપાય છે આહારશુદ્ધિ. જે આહૃત હોય તે આહાર–શબ્દાદિ ભોગ્ય વિષયક જે જ્ઞાન તે આહાર–રાગદ્વેષાદિ દોષરહિત થવું, તેનું નામ આહારશુદ્ધિ છે.

આમ આહારશુદ્ધિથી ચિત્તની નિર્મળતા આવે છે, અને આ પ્રમાણે સત્ત્વ (બુદ્ધિ) શુદ્ધિ થવાથી ભૂમા સંબંધી ધ્રુવા અવિચ્છિન્ના સ્મૃતિધારા ઉત્પન્ન થાય છે. ધ્રુવા સ્મૃતિ આવતાં–પ્રાપ્ત થતાં જન્મજન્માંતરની વાસનાની જે ગ્રંથી તેનો નાશ થતાં તે પરમપદને પ્રાપ્ત થાય છે.

આ રીતે મૃદિતકષ અર્થાત્ બ્રહ્મચર્યાદિ સાધનવાળા અને સંસાર સમુદ્રથી વૈરાગ્યવાન્ નારદ મુનિને તમથી પેલે પાર શું છે, તે ભગવાન્ સનત્કુમાર–સ્કંદ–સમજાવવા લાગ્યા.

ભૂમાના, પરબ્રહ્મના જ્ઞાનથી નારદજી શોકરહિત થયા, અખંડ શાંતિ અનુભવવા લાગ્યા, આત્મવિત્ થયા.

× × × ×

મુંડકોપનિષદ્‌માં પણ કહ્યું છે કે:

भिद्यते हृदयग्रन्थिच्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

અર્થ:–હૃદયગ્રંથી ભેદાય છે, સર્વ સંશય છેદાઇ જાય છે, તેનાં કર્મો ક્ષીણ થાય છે. જે તે પરાવરનું દર્શન કરે છે, પરબ્રહ્મનું જ્ઞાન કરી લે છે.

હે માનવ! તું અજ્ઞાનને લઇને દુઃખી થાય છે. ભૂમાને અનુભૂત કરવું તે સુખને માટે છે. અલ્પને લઇને તું સંતોષ માને એ યોગ્ય નથી. રાજૈશ્વર્ય ત્હારો જન્મસિદ્ધ હક્ક છે. ત્હારી પાસે જ અમૂલ્ય આત્મરૂપી ધન છે.

ભૂમાની સાધના એ આર્ય તત્ત્વવિદ્યાનું મૌલિક ધન છે. ભારત વર્ષે ઇતર ધન ગુમાવ્યું છે; પણ હજી સુધી સૌભાગ્ય બળે આ પરમ-ધન ગુમાવ્યું નથી. સંસારના આઘાત પ્રત્યાઘાત સહન કરવા મનુષ્યને આ ઉત્સાહ પ્રેરતી, સ્ફૂર્તિ આપતી, ચેતન જગાડતી ઋષિની વાણી કર્ણપથે અથડાય છે કે,

यो वै भूमा तत् वै सुखम्, नाल्पे सुखमस्ति।

ગુજરાતના પ્રતિભાશાળી કવિની વાણીમાં—

ગિરિને શૃંગે, ગહ્વરે કે ગુફામાં
સરિતા ઘાટે કે, વનોમાં વસન્તા
બ્રહ્મર્ષિ એ ભોમિયા બ્રહ્મમાર્ગના
દાખવજો અમને એહ માર્ગ.

(ના. દ. કવિ)

આ ભાવના સાથે આપણે પણ ઇચ્છીએ કે તમારા આદેશ, તમારો બોધ અમારા જીવનમાં ઉંડો ઉતરી ઓતપ્રોત થાવ.*

---

* જીવનમાં તામસિકતા છે, અજ્ઞાનનો ગાઢ અંધકાર છે, ભૂમાના પ્રકાશથી તે દૂર થાવ. અમારૂં જીવન ભૂમાના રણકારથી ગુંજી ઉઠે, અમે એ નિરવધિ આનંદમાં નિમજ્જિત થઇએ.

'ગુજરાતી' પત્રના સંવત ૧૯૯૬ ના દિવાળી અંકમાંથી (તા૦ ૨૭–૧૦–૪૦) ઉદ્ધૃત.)

૩૦૦ : ૫–૧૧–૪૦